તથા

પ્રસિદ્ધ કરનાર,

# મજમુંદાર જેઠાલાલ લાલાજી.

## दोहरो.

ભીખ શતક આ વાંચીને, મૂકો ભુંડી ભીખ;
ઉદ્યમ ઝાલો સર્વ જન, એ જેઠમની શીખ. ૧

---


## અમદાવાદ મધ્યે.

આર્યોદય પ્રેસમાં શા. રણછોડલાલ ખુશાલદાસે
છાપ્યું.

સને ૧૮૮૩.   સંવત ૧૯૩૯.

ફીમત બે આના.




ભીખ શતક

[illegible]
જ્ઞાતિ પટેલ ગણાઇ, લેઉઆ છોજી લાયક;
મુખીપણાનું કામ, ગામને છો સુખ દાયક;
ગુણિયલ ઘણો વિવેક, મતી પણ નિર્મળ ખાસી;
ન્યાયીને વળી નમ્ર તમેછો મહુધા વાસી. ૧
લીધી કેળવણી‡ ઉંચી મુંબાઇમાં વિશેષ;
ઉંચા* ધોરણની દીધી, તમે પરિક્ષા બેશ,
તમે પરિક્ષા બેશ. આપીને યશ બહુ લીધો;
સરકારે દઇ માન, અમલ મહુધાનો દીધો;
સ્થાપ્યા માજીસ્ટ્રેટ, વાત જાહેર પણ કીધી;
સર્વ મુખીથી શ્રેષ્ટ પાયરી ઉંચી લીધી. ૨
આખે ઇલાકે નથી કો પોલીસ પટેલ;
તમેજ ઈંગ્રેજી ભણી, કાઢી મુખિમાં પ્હેલ,
કાઢી મુખિમાં પ્હેલ, નથી તોએ છલકાતા;
દીઠા મેં સદ્‌ગુણ, થયા બહુ સ્થળ પંકાતા;
રૈયત પામે ન્યાય ચાહના સર્વે રાખે;
જુલમ નથી જાહેર, વખાણ્યા જીલ્લે આખે. ૩
ઉઘરાણું કરિને તમે, થઇને આગેવાન;
નિશાળ ઇંગ્રેજી કીધી, એમાં પામ્યા માન;
એમાં પામ્યામાન, દવાખાનું પણ રાખ્યું;

ઇંગ્રેજીની * હાયર સ્ટેન્ડર્ડની પરીક્ષામાં પાસ થયા.

[illegible] છે, મા
મૈત્રાઇ બહુ દિવસથી, વધે અધિક પ્ર
વધે અધિક પ્રીત નિત્ય, જીવ એકજ છે એનો;
રહિ ના કાંઇ જુદાઇ, વિચારે જૂદો શેનો?
જાણ્યો સાચો મિત્ર, પ્રીતિની જાણી રીતી;
નારાયણની કૃપા, પાકિ થઈ જેથી પ્રીતી. ૫
મા'રી કવિતા હાંસથી, સાંભળિ છે હજી એમ;
એની જાણી કદર પણ, રસપણ જાણ્યો તેમ;
રસ પણ જાણ્યો તેમ, ખુશી સાંભળવા તાજી;
કવિતા પડવા બ્હાર, મિત્ર માટે છો રાજી;
એ આદિક હેવાલ, આજ સુધીનો સંભારી;
કાયમ રે'વા કાજ અહીં છે ઈચ્છા મા'રી. ૬
ચૂકું પ્યારા કેમ હું, સ્થાપુંછું પ્રિય નામ;
સ્થાપીને વળિ સ્થાપું છું. મુજ કવિતાનું કામ;
મુજ કવિતાનું કામ, માંહિથી કરિ છે પોથી;
ભીખ શતક શુભ નામ, ભરી કુંડળિયા સોથી;
રસ વિણ રચિ છે તોય, મીત્રની પાસે મૂકું;
કાયમ રાખું નામ, દીન જેઠમ કયમ ચૂકું? ૭

મુ. મહુધા
તા ૧લી જાનુ
આરી ૧૮૮૩.

લિ. સદાતમારો
મિત્ર.
જેઠાલાલ લાલાજી મજમુંદાર.

., બોલું છું આજ ગાજી;
ગારત થઈ ભુમીરે. શોક ભાળી કરૂં છું;
જનમન મળ ધોવા, સૂચના આ ધરૂં છું; ૧

---

આ ભવમાંનો ભાગેલા ભાગ્યનો ભરતખંડ એક વખ ભારે ભોગી હતો કે જેનું અલૌકિક સૌંદર્ય, જેની વિદ્યા, જેની અખૂટ લક્ષ્મી, જેનું પરાક્રમ, જેનુ ધૈર્ય, જેની હીંમ જેનો હુન્નર, જેનું બળ, જેનાં કળા કૌશલ્ય, જેની મહત્ત અને ટુંકામાં જેના ઊધમ—નું યથાસ્થીત વર્ણન કરવા મોટા વિશારદ પણ શક્તિમાન નથી એવો વિશ્વ પ્રસિ રંગીલો બહાદુર કેશરી ભરતખંડ આજે શિયાળ સમાન ગ ણાતાં પોતાનું માન ખોઇ બેઠોછે એટલુંજ નહીં પણ બિચારે કહેવાઇ અપમાન પામ્યો છે અને આળસે ભીખ્યોછે. દુર્ગુણ ભીખે તેને ભુરકીને ભાનથી ભમાવ્યો છે કે જેથી નેષ્ટ ગણા આખરે દુઃખ સાગરમાં ડુબવાની તૈયારીમાં છે.ભુંડી ભટકા નારી ભીખે એની કીર્તી ને કલંક લગાડયું છે. અરે! એ માત્ર નામનાજ ઉચ્ચારથી સુધરેલા માણુસને કેવું લાગે પેહેલાનો વખત કે જેને આપણા શાસ્ત્ર કરનારાએ સતર માનેલોછે તે સમયમાં આદુષ્ટાની ઉત્પત્તી પણ નહોતી એ હીએતો ચાલે. મહામુની મનુએ મનુષ વર્ગના ચાર ભ પાડયાછે. ૧ બ્રાહ્મણ, ૨ ક્ષત્રીય, ૩ વૈશ્ય, ૪ શુદ્ર, એ

એ ચ્યારેના વર્ણાશ્રમ ધર્મ પણ પૃથક પૃથક વર્ણવ્યાછે:એ વિષે ભગવદ્ગીતામાં પણ કહ્યુંછે કે:—

श्लोक.

शमोदमस्तपःशौचं, क्षान्तिरार्जवमवेच ।
ज्ञानंविज्ञानमास्तिक्यं, ब्रह्मकर्मस्वभावजं ॥
शौर्यतेजोधृतिर्दाक्ष्यं, युद्धेचाप्यपलायनं ।
दानमीश्वरभावश्च क्षत्रकर्मस्वभावजं ॥
कृषीगोरक्षवाणिज्यं, वैश्यकर्मस्वभावजं ।
परिचर्यात्मकंकर्मशूद्रस्यापिस्वभावजं ॥ २

અર્થ:—

ગીતીવૃત.

શમ દમ તપ પવિત્ર પણું, ક્ષમા નમ્રતા અને જ્ઞાન વળિજે
વિજ્ઞાન સર્વ કર્મો, સ્વાભાવીકજછે બ્રાહ્મણનાંએ. ૧
શૌર્ય તેજ ધૈર્ય પણ, ઉદારતા પાછું ન પળવું યુદ્દે;
દાન ભાવ ક્ષત્રિયનાં, કર્મ સહુછે સ્વાભાવિકજ એ. ૨
ખેતી ઢોરનું પાલન, વણજવૈશ્ય કર્મો સ્વાભાવિક છે;
ઉપલાની સેવાનું, સ્વાભાવિક કર્મ તે શુદ્રનુંછે. ૩

---

પ્રથમ એજ દર્શાવેલા ધર્મ પ્રમાણે ચ્યારે વર્ણ વર્તતી હતી તેમાં અધ્યક્ષ બ્રાહ્મણો સ્વધર્મ ચાલી પોતાને જેપણાથી મુષ્ટીભર મળતું તેને પકવાન સમાન માની પોતાના ઉદરને ભાડુ આપી સઘળું આયુષ પરોપકાર રૂપી શાસ્ત્રોપદેશમાંજ નિર્ગમન કરતા હતા; પરંતુ આજેતો એ સઘળું ઇતિહાસમાં વાંચવાનું અને વાતોમાંજ સંભારવા જેવું થઇ ગયુંછે, કારણ હાલના સમયના ભુખ્યા ભટજીઓ શાસ્ત્રને

સંચમાં નાખી કે પૂઠાં અને પડીકાંમાં વાપરી કે પછી ઉદ્યમને સ્વાધીન કરી પોતાનો ધર્મ ભૂલી જતાં હાથ પગ અને બીજા અવયવો જેને માટે આપણા કર્તા એ સૃજ્યા છે તે ઉદ્યમને છોડી દઇ તેમનો ખોટો ઉપયોગ કરે છે.

લાલચુ લાકુ ભટ્ટોનેજ નહીં પણ શરમછે ચ્યારે વર્ણના નીરૂદ્યમી ભીખારીયોને, લાંછન છે તેમના કુળને અને ધીકછે તેમની જનેતાને કે તેઓ નીચમાં નીચ ભીખને ધંધે વળગી શરીરના અવયવોને ખોટે કામે લગાડી મહાન્ પ્રભુનો સંપૂર્ણ રીતે અવયવો આપવાનો શો હેતુ છે તે જાણતાં છતાં ભુલી જઈ બીજાના ઉદ્યમના ખરે પરસેવે રળેલા પૈસાના હીસ્સેદાર થઈ પડેછે. જો કે તેઓ અવયવોને તસ્દી આપી ઉદ્યમીની પેઠે ઉદર પોષણને માટે ટાઢ, તડકો અને બીજાં દુ:સહ દુ:ખો વેઠે છે ખરા, તોપણ તેમના વેઠવામાં ને ઉદ્યમીના વેઠવામાં તથા ફળમાં ફેરછે. ઉદ્યમીએ દુ:ખ સહન કરી પૈસો પેદા કર્યો હોય તો પણ તેનો ખરી કમાઈનો કહેવાય છે અને ભીખારીનો ભીખનો કહેવાય છે. ભીખારીને ટંકના રોટલા પણ પુરા નથી મળતા અને તેમને મળેછે. એકને ઉદ્યમી, બીજાને ભીખારી કહેછે. એકને માન મળેછે અને બીજાને અપમાન છે. એકની કીર્તી છે, બીજાને કલંક છે. એકનો આદર થાયછે બીજાનો અનાદર થાયછે, એકને તાજુ ખાવાનું છે, બીજાને વાસીછે. એક સ્તુતીપાત્ર છે ને બીજો નીંદવા યોગ્ય છે. એક ટકીલો ને બીજો નકટો એકને સારા બોલ સાંભળવાના છે, બીજાને ટુંકારા ખા છે. એકનો ઉંચો હાથછે, બીજાનો નીચો છે. એકને હ મ્હોડે અને બીજાને દયામણે મ્હોડે ફરવાનુંછે. એકને છાનું મળે છે, બીજાને ધક્કાછે. એકને ઘર સુખે રહેવા

છે, બીજાને રખડવું પડેછે. એકને આનંદે મ્હોટેથી બોલવાનો વખત મળેછે અને બીજાને બી'કથી ગદગદ કંઠે બોલવું પડેછે. એક ધર્મે છે, બીજાને અધર્મ ઝાલે છે. એક ભભકાથી કીધાં દામ લેછે, બીજા ટુકડા નાંખે તેજ લેછે. એક વર્ષમાં ઘણા દિવસ આરામમાં કાઢેછે, બીજાને આખું વર્ષ દુઃખે કાઢવું પડેછે. એક ભાગ્યવાન થાયછે, બીજો અભાગીજ રહેછે; આવી રીતે ઉધમીથી ભીખારીને તદન ઉલટુંછે. કેમ કરાય એ બેનું સરખાપણું ? કેમ ગણાય ગોળ અને ખાંડ સરખાં? ના, ના એમ નજ બને. ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી? ના એ બંને જોટે નહીંજ, ને એ કે'વત પણ ખરીજ છે. ઉધમથી સારૂં અને ભીખથી નરસું તો એકે નથી. ભીખ નીચમાં નીચછે, અને એ ઉધમીઓ ઉપર વેઠ અને બોજો થઈ પડીછે; એણે આપણા ભોગી ભરતખંડને પાયમાલીની કોરે આણી મુકયોછે. કે'વત ખરીછેકે ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર કનિષ્ઠ નોકરી અને નિદાન ભીખ: મતલબકે ભીખતો હીણીજ. આજ હીણી ભીખથી અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે દેશ નિર્ધન થઈ જાયછે. જેથી સુધરેલા દેશમાં ભીખારીયોને કેદમાં લઇજઇ મજુરી કરાવેછે. વેગળે શાને જઈએ! જુઓને આપણો યુરોપિયન વેગ્રન્સ એક્ટ (૭૪ નો ૯ મો) કે જે આર્ય દેશમાં ચાલેછે અને જેથી ભીખ માગતા યુરોપિયનને કેદમાં લેઈ જવાયછે. દીલગીરીની વાતછેકે દેશીઓને આ એકટ લાગુ કર્યો નથી. નહીં કર આ દશાને ભરતખંડ ભાગ્યેજ પામત. અરે! હજી પણ એ એકટમાં દેશીયોને દોરે તો બેશક એકંદર ઘણોજ ફાયદો થાય. શું ભીખમાં ફાયદોછે? ના,ના જરાપણ નથી. આવી દેશને ડુબાવનારી ભીખ કે જેને ઘરડાને જુવાન, રાજા ને રંક, ભણેલા અને અભણ (પણ ઉધમી) હીંદુ અને મલેચ્છ વખોડેછે તેને માટે મહાન યોગી શ્રીભર્તૃહરીએ પણ કહ્યુંછે કે:-

"ભીખારીઓને જે દિવસો માગવામાં ને માગવામાં મો'ટા થાયછે તેને જોઈને હું હસુંછુ'' આવી નીચ અને નિર્લજ ભીખ આપણા દેશમાં વધી પડીછે તો તેને નીંદી શ્રોતાઓને સાર ગ્રહણ કરવા યોગ્ય 'ભીખશતક' નામની લઘુ પોથી રચી જન હિતાર્થે છપાવી પવિત્ર સેવામાં મુકુંછુ.

આ લઘુ પણ સુજ્ઞને રસીક લાગે એમ બનતા શ્રમે રચેલી પોથીમાં મેં કોઈની નીંદા કીધી નથી તેમજ મેં કોઈના વિષે બીલકુલ દ્વેષભાવથી– દ્વેષભાવથી તો શું પણ જરાકે ખોટા ઇરાદાથી પણ લખ્યું નથી. માત્ર ખરા ઉદ્યમને તજીને જેઓ પોતાનો નિર્વાહ માઠી રીતે કરેછે તેમને સોટા રૂપી શિક્ષા અને ઉપદેશ આપવાનાજ હેતુથી તથા તેઓ કાંઇ પણ સારી અસર પેદા થયે ભુંડી ભીખ તજી ઉદ્યમે વળગે કે જેથી ઝાંખો પડેલો ભરતખંડ અસલ સ્થીતીએ આવીપ્રકાસે એ હેતુથી અલ્પ બુદ્ધિએ રચેલી આ લઘુ પોથી પ્રકટ કરૂંછું અને વિનયથી સુજ્ઞ શ્રોતા જનોને કહુંછુંકેઃ—

### દોહરો.

વાંચી આ પ્રસ્તાવના, દિલે કરો દરિયાફ;
યત્ન પ્રથમ મુજ જાણિને, બક્ષો ભુલની માફ. ૧

ઇંગ્રેજીમાં પણ કહેવત છેકેઃ—

To err is human, forgive divine.

માટે વિદ્વાનો! એમજ વિચારતાં વળી–

### ગીતી.

આશ્રય આપો આમાં, જેથી બીજી પ્રકટ કરૂં પોથી;
યત્ન સફળ આ જાણું, પ્રસન્ન કરૂં તો બીજાં કામોથી.

એજ છેવટે વિનય પૂર્વક સ્નેહ વચન.

મુ. મહુધા. | લિ. રચનાર.

# સારદાસ્તવન.

## મંગલાચરણ.

( બાહ્યાંતર લાપિકા.)

### ગીતી.

જેકવિ જનની માતા, વિઘ્ન નિવારે સદાય રહિ રાજી;
ઠારે સુખમાં નિશદિન, નમું નમું તે સરસ્વતી માજી. ૧
લાભજ દે સેવકને, યશ વળિ ઝાઝો કૃપા કરી આપે;
લક્ષ વિષે નિત્ય રાખે, ધરી દીન વાણી દુખને કાપે. ૨
લાજ વધારે જનમાં, રીઝે હરનિશ સ્તુતી કર્યે દેવી;
લા'વો એથીજ લેવો, સારદને જો પ્રેમ થકી સેવી. ૩
જીભ ઉપર વાહન સહ રટતાં ભારતિનું નામ બીરાજે;
મતિનિર્મળ ઝટ કરતાં દા'ડીનાં ભૂખને તૃષા ભાજે. ૪
જગમાંહિ અમર રાખે, નેષ્ટપણું તો બધું કાઢિ નાંખે,
મુઢ હોય તોપણ શું, નરવખણાતો કરી અહીં રાખે. ૫
દાતા સુખની દેવી, મે'નત બર ભિખશતકની આણે;
રસ ઝાઝો એમાં દઇ, છેવટ જેઠમને તે નિજ જાણે. ૬



# ભીખશતક.

## કુંડળિયા છંદ.

ભુંડી સાંભળ ભીખરે, ફરે ધરી શું લાજ;
લાજ નથી રહિ તાહરી, બિગડયું તારૂં કાજ;
બિગડયું તા'રૂં કાજ, માન સહુ તારૂં જાતાં;
શા'વટ રહી ન કાંઇ, ધાન્ય નવ મળિયું ધાતાં;
ફસી ફંદમાં વ્યર્થ, કોઇ નહિ કેશે રૂડી;
આળસમાં તું પચી, જેઠમે જાણી ભુંડી. ૧
ઝાલી રહી તું જૂઠને દગો ન કીધો દૂર;
શાની નીતિને ચહે, દુર્ગુણ તો ભરપૂર;
દુર્ગુણ તો ભરપૂર, ન એકે શુભ ગુણ દીઠો;
જન તેં ભુરકયા જેહ, જડયો પથ તેને મીઠો;
સીધી મતિ ના જડી, આળસે બહુ તું મ્હાલી;
જેઠમ કે' હર્યું ભાન, રહી એ ઉદ્યમ ઝાલી. ૨
શું ફૂલે ઓ તોછડી, મનમાં તું છલકાય;
સ્વતંત્ર થઈને તું ફરે. કોણ રૂડો જન ચ્હાય?
કોણ રૂડો જન ચ્હાય, પ્રતિષ્ટાની ખોનારી;
શું રે' તા'રો ટેક નેષ્ટ સુખને લોનારી;
શો રે' તારો ભાર, ટકાનું પણ નહિ મૂલે;
જેઠમ કે' શીદ ભુંડી ભીખ અભિમાને ફૂલે. ૩
તરછોડે તુજને સહૂ, નાના મોટા બાળ;
ખુલ્લી ખાંચા વિણ તને, દે વળિ મુખથી ગાળ;
દે વળિ મુખથી ગાળ, તને તૃણવત્ સહુ જાણે;
નભે ન તુજ મોટાઈ, તો તને કોણ વખાણે?

સુખ તું થી શું મળે? કોણુ હીંડે કે' ક્રોડે?
અજ્ઞાની કદિ ચ્હાય તોય જેઠમ તરછોડે. ૪
તા'રૂં આપ્યું શું રહે? શું એથી ધન થાય?
ધાર્યાં અર્થો શું સરે? હમેશની ભુખ જાય;
હમેશની ભુખ જાય, એવું શું ત્હારી પાંસે?
ના, ના, તે નવ હોય, ન ગુણુ તુજમાં એ ભાસે;
નક્કી કાંઈ ન થાય, સુરત તુજ રડતી ધારૂં;
ભલું કોનું તું કરે? દીઠું મેં મુખડું તા'રૂં. ૫
ભટકી પેટ કદી ભરે, શાની ગણું વડાઈ;
ખર, બીલ્લાં, ને કૂતરાં, ખુશી રહેછે ખાઈ;
ખુશી રહેછે ખાઈ, જોર ઝાઝું શું માર્યું;
ફટરે ભુંડી ભીખ, ખરૂં કારજ શું સાર્યું?
કિધું પરાક્રમ કાંઈ? ચડી શીકે તુજ મટકી[1]?
શો તા'રો હીસાબ કહે જેઠમ બહુ ભટકી. ૬
અજ્ઞાનીને આળસૂ, ભોળવિયાં નર નાર;
લાલચ ભુંડી તેં દિધી, તુજને છે ધીક્કાર;
તુજને છે ધીક્કાર, શરમ ના તુજને આવી?
હુન્નર રોક્યો તેંજ, ન ધંધામાં પણ ફાવી;
વળિયો આડો આંક, હોય શુભ ચાલે શાની?
બિગાડવાને બેઠિ, થઈ કેમ તું અજ્ઞાની? ૭
લલચાવ્યાં તેં બ્રાહ્મણો ભૂખ્યા લાડૂભટ્ટ;
પ્યારી તું તો થઈ પડી, કામ કથાવ્યું નટ્ટ;
કામ કથાવ્યું નટ્ટ, તેંજ છોડાવ્યો ધંધો;
ભણવાનું ભુલાવ્યું ધર્મ મૂકાવ્યો સંધો;

---

૧, ભીખની હાંલ્લી શીકે ન ચઢે. (કહેવત મશહુર છે.)

મૂકાવ્યું ખટ કર્મ, ઘરે ઘર તેં ભટકાવ્યા;
આ યુગમાં તો તેંજ, ભટ જેઠમ લલચાવ્યા, ૮
પૂજાતા જે બ્રાહ્મણો, ન્યાય તણો અધિકાર;
રાજા દેતા માન બહુ, ડરતા વારંવાર;
ડરતા વારંવાર, શાપથી થરથર કંપે;
બ્રાહ્મણ આવે ઘેર, કરે સેવા નવ જંપે;
પાય પડે કરજોડિ, આવિ સામા ને સા'તા;
ખુશી રાખવા રોજ, એમ બ્રાહ્મણ પૂજાતા. ૯
શાનાં દર્શન તેમનાં, હોય બહુ જો ધ્યાન;
મળે વિપ્ર એકાદ તો, ટળવળતાંજ નિદાન,
ટળવળતાંજ નિદાન, થઈ રાજી ઘર આવે;
દેતાં ઝાઝું દાન, લે કદી મનમાં ફાવે;
પડે રાખવું માન, ચડે રિશ રે'વું છાનાં;
દેવું આદર જતાં, ઘડી ઘડી દર્શન શાનાં. ૧૦
આજે બ્રાહ્મણ ભટ્ટજી, મળે લાડુ ત્યાં જાય;
રસોઈ ઘર ઘર રાંધિને, પેટ ફુલાવી ખાય;
પેટ ફુલાવી ખાય, ગળ્યું સાંભળતાં કાને;
ઘેલા બહુ થઈ જાય, ઘૃતે[1] તો ન રહે ભાને;
હરે ફરે ને કુદે, મુકે લાડૂથી લાજે;
જેઠમ અનુભવ થકી, કહે કુંડળિયો આજે. ૧૧
મળતાં લાડૂ ઘી ભર્યા, બિગડે બીજું કામ;
ભલે કામ બિગડો બધું, ચોટી જુ જ્યમ ચામ;
ચોટી જુ જ્યમ ચામ, રહે ચોટી નવ છુટે;

૧ ઘીથી. (ઉપર ઘીનું જમણ હોય તો બ્રાહ્મણનો હર્ષ માય પણ નહીં,)

ન જુએ જાત ‡કજાત, સવામણ આટા કૂટે;
ભીખે ભોજન કરે, ભલું શું લાગે રળતાં;
પ્રભુ ઉપર નહિ પ્રીત, પ્રીતનો લાડૂ મળતાં. ૧૨
નાગર બ્રાહ્મણ વેદિયા બ્રાહ્મણ વળી બિજાય;
શ્રાધ પક્ષમાં રે' ફુલ્યા†, પુછવા ઘર ઘર જાય;
પુછવા ઘર ઘર જાય, આજ શું છે જમવાનું;
દેશો શું દક્ષણા, કે'ણુ છે બિજી જગાનું";
ફાવે તો હા કહે, ભિખે નહિ તો બીજે ઘર;
ઉત્તમમાં પણ એમ દિઠા કંઈ જેઠમ નાગર. ૧૩
જોની ભુંડી ભીખતું, આ તા'રૂં તોફાન;
તા'રી તે પત શી રહે, રે' શાનું અભિમાન;
રે' શાનું અભિમાન, તુંતો ઘર ઘર ભટકાવે;
શો તા'રામાં સાર, ટેકિને તું ક્યમ ભાવે;
નફ્ટ નફ્ટને ન્હાય, પનોતી તુજ પગોની;
જોઈ જોઈ તુજ સુરત, રીત તું તા'રી જોની, ૧૪
જાણી તા'રી ચાલ મેં, કેમ વખાણું જાત?
નામજ જેવા ગુણ છે, પડી ચુકી છે ભાત;
પડી ચુકી છે ભાત, ભીખ તે ભીખજ સાચે;
તને ચાહ્ય જન કોણ? કીયો ડાહ્યો જન રાચે;
જેને હોય ન લાજ, તું લાગે તેને શાણી;
ટેકીલા નર તજે, તને યશ ભંગી જાણી. ૧૫

---

‡ કેટલાએક બ્રાહ્મણો હજામ અને એથી પણ નીચી કોમને ઘેર જઈ રાંધી જમે છે. † શ્રાધ પક્ષમાં ટંકે ટંક ઉતારનારા પણ ઘણાછે અને તળાવ કે નદીમાં ઘણો ખોરાક ખવાય માટે તરવા પણ પડેછે વિગેરે હસવા લાયક રીતભાત ઉત્તમ જ્ઞાતિમાં પણ છે.

થાળી વગડાવે વળી બ્રાહ્મણ પાડે સાદ;
માતા લાવે પલકમાં, લાગે જેને નાદ[1];
લાગે જેને નાદ, ફરી શેરી ઉધરાવે;
લપકા નિચના ખાય ક્રોધ નવ મનમાં આવે;
કરે ઢોંગ બહુ જોશિ, જ્યાંહિ બહુ નારિ નિહાળી;
બાધા આપે બેશ, ધરે કણ માટે થાળી. ૧૬
મુંગો બ્હેરો થાય કો, બોલે, આ આ, બોલ;
પેટ બતાવે કોઇ વળિ, પણ સઘળું એ પોલ;
પણ સઘળું એ પોલ, કોઈ તો આવે રાતે;
ભીખે પાડે સાદ, ચડે છે દુઃખની વાતે;
ખાય ટુંકારા તોય, ભીખ નવ છોડે જુંગો[2];
જેઠમ કે' જો ભુંડિ, ઠરાવે તું તો મુંગો. ૧૭
ઓરસિએ સુકડ ઘસી, આખું પિળે કપાળ;
ના'યા વિણ બહુ ફેલને, શીખ્યાં ના'નાં બાળ;
શીખ્યાં ના'નાં બાળ, જોઇ મોટાનું ભીખે;
ભણવું મૂકી ભલું, આજ ભણવાનું શીખે;
વિદ્યાર્થિ કહિ ફરે, કહે ભણવા અહિ વસિયે;
જેઠમ થાવા શુદ્ધ, ચિત્ત રે'છે ઓરસિયે;
ઘર ઘર ભીખે છે ગરો[3], ભોળવતા બહુ ભામ;
મકર કુંભને મિન ગણે, પૂછે પે'લું નામ;
પૂછે પે'લું નામ, નડે છે ગૃહ બતલાવે;
ભીખીને લે અન્ન, વગર મે'નતનું ફાવે;
સાંખે કોના બોલ, કરગરી જોડે બે કર;
આ ભીખ્યાના હાલ, ભિખારી દીઠા ઘર ઘર. ૧૯

---

૧ચડસ. ૨ બે ફિકરો. ૩ ગરોડા (ઢેડ લોકોના ગોર.)

વાડી ‡વાઘરીઓ કરે, ચોમાસાના ચાર;
વેચીરે' સહુ શાક તવ, ભિખવાનિકળે બ્હાર;
ભિખવા નિકળે બ્હાર, તાણિને ધોળો ટીલો;
તુંબી ઝાલે હાથ, નહીં લંગોટે ઢીલો;
વૈરાગી બનિ ફરે, કરગરી માગે દા'ડી;
કે' જઇ આવ્યો કાશિ, કરે ચોમાસે વાડી. ૨૦
વૈરાગી ઝાઝા થયા, રાખ્યો નવ વૈરાગ;
સંસારી થઈને ફરે, શોધે સ્ત્રીનો લાગ;
શોધે સ્ત્રીનો લાગ, રામકી હીંડે સાથે;
સાથે બે ત્રણ બાળ, એક બેસાડ્યું માથે;
ટીલાં ઝાઝાં કરી, ખાય ઘર ઘરનું માગી,
જેઠમ કે' ન જણાય, ખરો ખોટો વૈરાગી. ૨૧
કાસી ને કેદાર વિણ, દે નહિ કો પણ નામ;
હરદ્વાર કોઇક કહે, પુસ્કરનો મૂકામ;
પુસ્કરનો મૂકામ દ્વારિકાં પ્રાગ બતાવે;
કહે કોઈ હીંગળાજ, મથુરાં ગોકુળ ફાવે;
જગન્નાથ, ગીરનાર, હોય રામેશ્વર વાસી;
જઈ આવ્યો ડાકોર, બતાવે પે'લું કાસી. ૨૨
ઉપવાસીના ડોળથી કરે બહુ પાખંડ;
મીંચે આંખો બેસીને હોય વડેરો ઝંડ;
હોય વડેરો ઝંડ, ગમે નહિ મે'નત કરવી;
માથે દે કર બેય, સુરત દેખાડે વરવી;
ભૂખ મટીકે ચેન થાય પરદેશ પ્રવાસી;
ઝોળીને શી બી'ક, હોય જેઠમ ઉપવાસી. ૨૩

‡ વાડી=શાક તરકારી વેચનારા વાઘરી કે જેને વેડુવાઘરીકહેછે.

આવે ફરતી ગામમાં વૈરાગિની જમાત;
તળાવ કાંઠે સહુ પડે, જણાય નહિ કંઇ જાત;
જણાય નહિ કંઇ જાત, રાખ છે સહુએ ચોળી;
બાંધે જકડી કેશ, ધિકે અગ્નીની હોળી;
બેઠા ચલમો ભરે, ઝુંડ ત્યાં અલક જગાવે;
બોલે સીતારામ, શંખ ફુંકવો મન આવે. ૨૪
ઝાઝા વસ્તીમાં ફરે, જાણે જમના દૂત;
બાળક બી'એને રડે, ઝાઝી હોય ભભૂત;
ઝાઝી હોય ભભૂત, જાય બાળકને ઝાલી;
મુંડી ચેલો કરે, જાય જીવતર સહુ ખાલી;
ઘરઘર બોલે બોલ, લોટ ઉઘરાવે તાજા;
વસ્તીમાં કરી જોર, શોર કરતા મળિ ઝાઝા. ૨૫
રાખીને શિર ભોંયપર, બે ઉંચા લે પાગ;
અદ્ધર ઉંધો રે' ઉભો, વળતી માંડે રાગ;
વળતી માંડે રાગ, રડે ને આંસુ લાવે;
સમજે નહિ કો ફંદ, દયા બહુ જનને આવે;
ભીખી કા'ડે કામ, મેળવે અન† બહુ ખાખી;
મે'નત શાને કરે, બોચિયે કંકર રાખી. ૨૬
જાતી કાંઈ જણાય નહિ, બ્રાહ્મણ પણ ન જણાય;
જણાય નવ વણિકે વળી, કણબી કહિ ન શકાય;
કણબી કહ્યો ન શકાય, કિયો મોચીકે દરજી;
સુતાર પણ કે' કોણ, ભીખમાં આખર મરજી;
લુહાર સોની માળિ, જણાતા નથિ કંઇ જ્ઞાતી;
જેઠમ કે' ઓળખ, બિગાડી તેં સહુ જાતી. ૨૭

---

†અનાજ,

કોળી પણ એમાં ભળ્યો, જાણ્યો નહીં કુંભાર;
રસ્તો સે'લો એ દિઠો, આપ્યો તેં ભિખ સાર;
આપ્યો તેં ભિખ સાર, ઘણાજન ઘરઘર રઝળે;
ભીખ તેને શી ભૂખ, ફિકર શી જો ભુખ પ્રજળે;
પત્યું આજનું આજ, કાલની ભરવે ઝોળી;
શો એમાં સંતાપ, શિખ્યાછે ઠગ બહુ કોળી. ૨૮
પાટૂ ઉદરે પારકે, પોતાને શો ભાર?
ફસલ તણી શી ફિકર છે? કયાં ભરવીછે જાર;
કયાં ભરવીછે જાર, કોઠિનો શો સંતાપે;
ઘઊં ડાંગર ને દાળ, અન્ન ભરવું શા પાપે;
અન્ન ભીખનું ગૃ'સ્થ, ભીખ શીદ ખાયે ખાટું;
ભીખ તને ધિક્કાર, મળે જેઠમ કે' પાટું. ૨૯
નાનકશાહી ડાંડિયા, ફરીવળે સહુ હાટ;
રીઝેતો બોલે ભલું, નહિતો કે' બે ફાટ;
નહિતો કે' બે ફાટ, હજારો ફંદે જોવા;
લાજ નઆવે લેશ, નરાજી ભિખને ખોવા;
ખાય ટુંકારા તોય, ભીખમાં રે' ઉત્સાહી,
ધીક એ ભુંડી ભીખ, ભોળવ્યા નાનકશાહી. ૩૦
ઓગડ[1] ફરે બજારમાં, ભિખ લેવાને કાજ;
ના દેતાં ગંદો થઇ, કામ કરે વિણલાજ;
કામ કરે વિણલાજ, વર્ણવું શુંઅથઈતી;
ભીખ ભમાવે રોજ, રહે નહીં ભીખે નીતી;
સર્વે ઝાલી ઝોળિ, નગણ્ ભિખારીની જડ;
ખાખી નાનક પંથિ, ગયાબહુ વધતા ઓગડ; ૩૧

---

૧ ભીખને માટે બજારમાં વિચીત્ર ચ્હેરો કરી દુકાને દુકાને ફરેછે.

સાચી કે'વત માનિછે, જોની લખિઆ હેઠ;
ટોપીમાં ત્રણુ ગુણુછે નહિ વેરો નવ વેઠ;
નહિ વેરો નવ વેઠ, કહે સૌ બાવો બાવો;
ભરે સુખથી પેટ, ભીખપર કોનો દાવો?
સ્વતંત્રતાથી હર્ષ હોય જેની મતી કાચી;
તા'રૂ શું ભિખ ગજું, વાણિ કે' જેઠમ સાચી. ૩૨
કાયરને અજ્ઞાનિયે, આણ્યો તુજ પર પ્યાર;
જોતાં અવગુણુ તાહરા, જેઠમ કે' ધીક્કાર;
જેઠમ કે' ધીક્કાર, ભલાનું માન મુકાવે;
કોડી સમ મુલકરે, લાજતો કયાંથી આવે?
અવળી બુદ્ધિ તા'રિ, મળ્યો અપયશ બહુ આખર;
બેઠિ બોળવા વિશ્વ, તને બહુ વળગ્યા કાયર. ૩૩
સુઝયું કામ ન જેહને, ઉભ્યા આળસ માંહિ;
પરણ્યા ન મળી પાઇ પણુ, કઈક કુઆરા આંહિ;
કઇક કુઆરા આંહિ, કમાણી થઇ ન ખાવા;
ઘરમાં બહુ જન દેખિ, જીવ લાગ્યો ગભરાવા;
કેમ કરીશું હાય, ફિકરમાં કાળજ દુઝયું;
ઈચ્છયું કાયર થઈ, કામ આખર આ સુઝયું. ૩૪
સંતાપે સ્ત્રી ઘરતણી, અન્ન લાવવા રોજ;
લાવો સ્વામી દામને, આપણુ કરિયે મોજ;
આપણુ કરિયે મોજ, બળ્યું આ જીવતર મા'રૂં;
લાવ્યા કાંઈ ન ઘેર, ન પે'ર્યું મેં કઇ સારૂં;
તમને શાને વરી? મને ક્યાં પકડી પાપે;
મરો મુજ માબાપ એમ કહિ સ્ત્રી સંતાપે. ૩૫
માબાપે વળિ એમ કે' તને ઉછેર્યો બાળ;

દુ:ખ અમે બહુ વેઠ્યું, તો તું અમ દુખ ટાળ;
તોતું અમ દુખ ટાળ, ભુંડા બેઠોરે' શાને;
છઠી વર્ષે વાટ, શીખ સુણતો નથિ કાને;
તા'રામાં નથિ હોશ, શોક અમને બહુ વ્યાપે;
જન્મ્યો ફોકટ પિટયા, દીઠું સુખ શુ માબાપે. ૩૬
બેઠું પડવા જો ઘરે, રળવાનું નથિ જોર;
કોઠીમાં કણ પણ નથી, કરે બાળ બહુ શોર;
કરે બાળ બહુ શોર, ઘડી ઘડી ખાવા માગે;
પુરૂં તેનું નવ થાય, અમારી ભુખ શું ભાગે;
સાંસા ખાવાનાજ, પડયું રે' શાનું બેઠું;
અકર્મી તું ઉઠયો, આજ આપણું ઘર બેઠું. ૩૭
પુંજી તો શું દેખિયે, અન્નજ ઉછી ઊધાર;
દેતું નથિ કો અન્નપણ, શા'વટ ગઈ ગમાર;
શા'વટ ગઈ ગમાર, અમેતો ધીક્યાં રહિયે;
ફિકર તુ દેખી થાય, કયાં સુધી આપદ સહિયે;
અંગારો તું ઉઠયો, ગયો નહિ રળવા મુંજી;
બળ્યું પાપિ આ પેટ ન દેખી તા'રી પુંજી. ૩૮
પથરો જન્મ્યો હોતતો, ધોબી ધોવત ધાટ;
કામ તેનુ પણ થાત કંઈ, ઉલટો કિધો ઉચ્ચાટ;
ઉલટો કિધો ઉચ્ચાટ, નવાગ્યો યશનો ડંકો;
ક્યો બિચારો તને, ન કે'વાયો તું બંકો;
વાંઝણિ હું રહિ હોત, બળત ના જોઈ કચરો;
બોળ્યું તેંતો નામ, જન્મિયો કાંના પથરો. ૩૯
પરણાવી નહિ પુત્રીને, થયાં વર્ષ જો બાર;
પુત્ર જનોઈ ના દિઠું, મે'ણાં દે તુજ નાર;

મેણાં દે તુજ નાર, વળી સાસરિયાં તા'રાં;
મેણાં દે પીત્રાઈ, બળ્યાં આવર્ષે મા'રાં;
શાને હુંતે જીવી, જોવિ શૌદ વેળા આવી;
પુત્ર વગોવી કૂખ, નથી પુત્રી પરણાવી. ૪૦
બેઠાં ઠરી ન કોઈ દિન, ઘડપણ આવ્યું તોય;
ઘણાંકના પુત્રે દિઠા, તુજ સમ કો નવ હોય;
તુજસમ કો નવ હોય, કરિશ સેવા શુ અમારી;
શું અમને સુખ દૈશ, દેખિશું શું તક સારી?
તેંતો કાઢયું નામ, લોકમાં પાડયાં હેઠાં;
આશા મૂકી અમે, હવે જેઠમ કે' બેઠાં. ૪૧
આવા હિતના બોલ કે' જ્યારે બહુ દુખ થાય;
માત પિતાનો ધર્મ પણ, મન પુત્રનું દુભાય;
મન પુત્રનું દુભાય, ન સૂઝે એકે રસ્તો;
નિકળી જાવા ચ્હાય, એજ પથ સે'લો સસ્તો;
કાયર સ્ત્રી તન તજે, શિખે જ્યારે ન કમાવા;
રૂએ માતને તાત, હાલ આખર તો આવા. ૪૨
રાતે ઉઠિ પંથેપડે, ઘર ઘર ભીખે રોજ;
વૈરાગી કાયર પણે, પછી રહે શું ઓજ;
પછી રહે શું ઓજ, ભિખીને નામ ડુબાવે;
કોણ ઓળખે જાત, દુઃખમાં દિન ગુમાવે;
આખર તો પસ્તાય, જ્યાહરે અટકે જાતે;
શો સુઝે ઉપાય, દુઃખ જેઠમ દિન રાતે. ૪૩
આવા આ દુઃખે ભિખે, ધીક ભીખ ધિક્કાર;
કુઢંગિઓ બીજા ભિખે, કરતાં અંતે જાર;
કરતાં અંતે જાર, ખૂએ છેવટ ઘરબારો;

ખૂએ કેફમાં કોઇ, પીઠપર પડેજ મારો;
જુગાર રમતાં ભિખે રહે નહિ ઘરમાં ખાવા;
જ્યારે ઘર વેચાય, પડે નિકળી જન આવા. ૪૪
ચોરી અન્ય કુકર્મથી, હાકમ લે બહુ દંડ;
શિક્ષા થાતાં ઘર ખૂએ, પેટ કરે પાખંડ;
પેટ કરે પાખંડ, ન દે કો દામ ઉધારે;
સુઝે ન એકે પંથ, ખાખિ બનવાજ વિચારે;]
લે ઝોળી જખ મારી, વિચારે આખર સોરી;
વટલ્યે શો ઉપાય, ન મૂકે ખાખી ચોરી. ૪૫
સંપત્તિ સુખને તજી, કોઇ ન લે વૈરાગ;
કાંઈક બીજે કારણે, આવો શોધે લાગ;
આવો શોધે લાગ, સુખે તો એકજ સોમાં;
મોજ શોખને મુકી, જવા કુણ ઈચ્છે ભોમાં;
કાયર દુઃખે ભિખે, માગિ લે આ આપત્તિ;
બ્રાહ્મણ જાણે ધર્મ, આજ ઉધમ સંપત્તિ. ૪૬
વળગી તું ભિખ સર્વને, ધંધો રોકયો બાઈ;
આળસ તેંતો આપિયું, બ્રાહ્મણને રહિ સા'ઈ;
બ્રાહ્મણને રહી સા'ઇ, જણાયો નહિ કો ન્હાનો;
મો'ટા પણ ના ખળ્યો, ભીખ છોડી દે શાનો?
દાઉ ગળી થઈ બહુ, મઝા પડી રે'કયમ અળગી;
માગી ખાવું મળ્યું, રહ્યા એ ધંધે વળગી. ૪૭
બ્રાહ્મણમાં તો ગરિબ કે, ન રહ્યો પૈસાદાર;
શરમાયા નહિ કોઈ પણ કરે સ્વસ્તિ ઉચ્ચાર;
કરે સ્વસ્તિ ઉચ્ચાર, ઘણા કે' જે કલ્યાણે;
કુળનો ધર્મજ ગણ્યો, વિચાર્યું નહિ કો શાણે;

ભીખીને પત ખોઇ, ગણાયા આખર માગણ;
માગણ રૂપે રહે, રહ્યા નહિ રૂપે બ્રાહ્મણ. ૪૮
ખોયું પદ પોતાતણું, થયા ટકાના શેર;
રૂપે રૂડા કોયલા, ભટક્યા ઘેરે ઘેર;
ભટક્યા ઘેરે ઘેર, ન રાખી લેશે બાકી;
ભણ્યા એક ભોજન, ગયા ભણતરથી થાકી;
ભીખ્યા વીણ ના સુઝ્યું, ન ઉધમ ભણિ કઇ જોયું;
હાડ પડે ભાગવાં, કમાવા શ્રમથી ખોયું. ૪૯
કાસી‡ મેં જોયું ફરી, જોયું વળી પ્રયાગ;
†આગ્રા આદીક શે'રમાં, આનો આ છે લાગ;
આનો આ છે લાગ, દિઠા બ્રાહ્મણ કલકત્તે;
ના ભિખથી લજવાય, રૂડા છે લુગડે લત્તે;
પૂઠળ પૂઠળ ફરે, જાય જો કોઈ પ્રવાસી;
પાઇ વિષે પણ ચિત્ત, ઘેરિ લે આખું કાસી. ૫૦
ડાકોરે મેળો મળે, શોભાનો નહિ પાર;
શોભા મો'ટી ભીખની મંદીરમાં કે બા'ર;
મંદિરમાં કે બા'ર, કરે છે સેવક કેવું?
જુઓ ગોમતી ઘાટ, બુરૂં શું ભીખ્યા જેવું?

‡સને ૧૮૮૨ ના ફેબ્રુઆરીની તા૦ ૨૬મીએ કાસી હું ઉતર્યો હતો કારણ કાંઇ કામ માટે વડોદરાના નવાબ સાહેબ મુનસી બળવંતરાયજી સાથે મારે કલકત્તે જવું પડયું હતું આવતાં પણ કાસી સારી રીતે મેં જોયું છે.

†આગ્રામાં જુમનાંપર અને કલકત્તામાં ગંગા કે જેને હુગલી પણ કહે છે. તેના ઘાટ પરના બ્રાહ્મણો તથા શહેરના બીજા માગણોનો વેષ પણ મેં જાતે જોયો છે. કલકત્તામાં ઘણા દિવસ હું રહ્યો હતો.

ભણવાનું શું કામ, પડે શું એમાં જોરે,
જેઠમ કે' મેં દિઠું, ગયો જ્યારે ડાકોરે. ૫૧
મેવાડા વળગી પડે, એથી આડો આંક;
ગરિબ બિચારા શું ભિખે, એથી આતો રાંક;
એથી આતો રાંક, કરે મુખ જોવા જેવું;
ભિખારીનો નહિ પાર, ન દીઠું કઈ પણ એવું;
ધંધો સરવે લીધો, થયા નહિ તોપણ જાડા;
રઝળે દા'ડા જાય, દિઠા બહુ મેં મેવાડા. ૫૨
તાજો જોવો દાખલો, ભટની બેઠક પાસ;
વૈરાગીનાં ઝુંડ ત્યાં, નવા નવાનો વાસ;
નવા નવાનો વાસ, ઉડાવે ત્યાં પકવાનો;
બેઠકમાં જઇ જમે, સદાવૃતમાં ડર શાનો ?
જાતી નાજ જણાય, મળે ત્યાં જમાવ ઝાઝો;
નિરૂદ્યમી ભિખારી તણો આ મેળો તાજો. ૫૩
બળવાળા બીહામણા, જાણે જમના દુત;
બાળક સ્ત્રી પણ સાથમાં, વૈરાગી અબધૂત;
વૈરાગી અબધૂત ભિખીને તાન મચાવે;
મે'નતમાં તો મિડું, ફરી ખાવાનું ફાવે;
જોયો આ સહુ તાળ, વધ્યા દિનપર દિન પાળા;
શિખવાનું શું હોય, શિખ્યા બળહિનબળવાળા. ૫૪
ચાલુ થયાં સદાવ્રતો, અનેક ઝાઝે ગામ;
સીધું મુડીએ શેર દે, શું મે'નતનું કામ?
શું મે'નતનું કામ, ચણા મળતા શેકેલા;
ખાઈ કરે આનંદ, ગુરૂ મુંડે બહુ ચેલા;
વસ્ત્ર વસ્તિથી મળે, હોય ઉદ્યમ વિણ વા'લુ;

ખાઈ કરે તોફાન, ચલમ ગાંજાના ચાલૂ. ૫૫
અંધો લૂલો પાંગળો બ્હેરો મુંગો કોઈ;
રોગે રીબતો બાપડો, નથી દેતુ કો જોઈ;
નથી દેતુ કો જોઈ, દાન કરવું સહુ જાણે,
બળ હિન જુએ ન કોઈ, ન પાત્રે કોઈ નાણે;
મે'નત લાયક હોય કરે નહિ ક્યમ એ ધંધો;
ફિકર નહીં દુખી ભિખે, કહે જેઠમ વળિ અંધો. ૫૬
દેવું દાન વિવેક વિણ, એતો મો'ટું પાપ;
અણ સમજુ સમજે નહી, મો'ટાની લે છાપ;
મો'ટાની લે છાપ, એક લાકડીએ હાંકે,
ગોળ ખાંડ સમ ગણે, મતી વિણ સુખ શુ પાકે?
ગદ્ધે ખાયાખેત પાપ નવ પુન્યે કેવું?
શઠ પર શાની દયા, જરા નહિ જેઠમ દેવું. ૫૭
છોડી બાળક બંધુને, છોડી નીજ માબાપ;
નારી રડાવીને સગાં માથે વો'ર્યું પાપ;
માથે વો'ર્યું પાપ, ડાંડ કાયર થઈ નાઠો;
બળે ફિકર વિણ વધ્યું, જરા નવ ભીખે ગાઠો;
હરિનો ડર નવ રહ્યો, પ્રીત ભિખ તુજશું જોડી;
લુચ્ચે લીધો વેષ, પેટ નવ દીધું છોડી. ૫૮
ખામી ધંધામાં પડી, આળસુ નાઠા આમ;
વસ્તીમાં ટૂટે પડી, લજવ્યું પેઢી નામ;
લજવ્યું પેઢી નામ, રાખિઆ વેષે બાવી;
કર્યાં બહુ કૂકર્મ, નજર ખોટી દોડાવી;
વર્ણસંકરી પ્રજા, થઇ ઉત્પન્ન હરામી;
કોઈ રઝળતા મુઆ, ભીખમાં દીઠી ખામી. ૫૯

વટપુરે[૧] મેં બહુ દીઠી, મેવાડાની નાર.
ભીખે પ્રાતઃકાળથી, બાળ લેઈ બે ચાર;
બાળ લેઈ બે ચાર, ફરે ટોળુ બહુ શેરી;
શિખે સર્વ આ રીત, ભિખેછે મરદો મેરી[૨];
ભામનિયે હદ વાળિ આજ ધંધાથી ઝુરે;
ભીખ દિઠો તુજ વાસ, જેઠમે નિજ વટપૂરે.[૩] ૬૦
વેરાગીનો પાર નહિ, તરકડિયો પણ તેમ;
મારવાડિયે ભીખનો, રાખ્યો નહીંજ નેમ;
રાખ્યો નહીંજ નેમ, પરાં પોળે ને હાટે;
બજારમાં અથડાય, મળે વાટે ને ઘાટે;
ભીખ વધી આ પેર, ગણ્યું ભલુ ખાવું માગી;
ભીખ્યામાં પડિ ધૂળ, ભિખ્યા થઇને વેરાગી. ૬૧
હરી ભક્તિને ઓટલે, બેસે ચડતે પ્હોર;
ભરાય ભીખારી બહુ, ઘણો મચાવે શોર;
ઘણો મચાવે શોર, ટિલાં વાળા કઈ આવે;
બહુ રૂપીનો વેષ, ધરે જેને જ્યમ ફાવે;
જાતી તો ન જણાય. હોય અન્ને આશક્તી;
ભાગ્યું તોય ભરૂચ, ટક્યા હજીયે હરિભક્તિ.[૪] ૬૨
ભીખે ઢોંગ કરે સહૂ, કોઇક લે કરતાળ;
કોઇ બજાવે ખંજરી, ગાય એક નિજ બાળ;
ગાય એક નિજ બાળ, એકતારે કો રાજી;
ભીખ કઢાવે બોલ, ભિખારી બોલે ગાજી;

---

૧ વડોદરે. ૨ સ્રી. ૩ મારૂં મૂળ વતન વડોદરા ને હજી પણ મ્હારાં ઘરબાર ને જમીનો ત્યાંજ છે. ૪ હાલમાં મગનભાઈ તેમની ગાદીપર છે.

નવાં નવાં નિત્ય વેણુ, ઉદર ભરવાને શીખે;
કિધું જીવિત રદ બધું, કહે જેઠમ તેં ભીખે. ૬૩
તાજી ખિચડી ખાઇને, તાજા રહે ફકીર;
મોતિ બાગમાં એ બને, તો શી રહે અધીર;
તો શી રહે અધીર, ભૂખતો જાયે ભાગી;
ફરે શે'રમાં શઠ, હોય ઓછું લે માગી;
ખુદા નામ પર દેય, વચન એ બોલે ગાજી;
કેમ ન નિકળે બોલ, મળી ખિચડી જો તાજી. ૬૪
‡કેદારેશ્વર દેવળે, બ્રાહ્મણ દક્ષિણિ જાય;
શેર ખીચડી રોજની, મૂડી દીટ અપાય;
મૂડી દીટ અપાય, નહીં ઓછી બાળકને;
માતાને પણ શેર, શેર પીતા પાળકને.
ઝાઝાં ટોળાં મળે, મળે ત્યાં નારી ને નર;
બાળક કેડે ધરી, જાય સહુ કેદારેશ્વર. ૬૫
પુરૂં ભીખીને કરે, ખીચડીથી ગુજરાન;
પગાર દે સરકાર પણ, ખિચડી લે કો છાન;
ખિચડી લે કો છાન, કરે ભેગું ભટકીને;
હુન્નર અન્ય ન ગમે, ભલે બેસે અટકીને;
ખપે રાવ સાહેબ, ન માને ભિખમાં બૂરૂં;
મે'નત વિણ સહુ ભીખ. ગણાય ન કારજ પૂરૂં. ૬૬
વાળી હદ ભીખારીયે, માગણ વધતા જાય;
માગે ઉંચી વર્ણ પણ, એ આશ્ચર્ય કથાય;

‡ કેદારેશ્વર મહાદેવનું દેવળ વિશ્વામીત્રી પર જતાં જમણે હાથ આવેછે. ત્યાં આગળ શ્રીમંત મહારાજા ગાયકવાડ તરફથી દક્ષણી બ્રાહ્મણોને ખીચડી અપાય છે.

એ આશ્ચર્ય કથાય, જણાયો નહિ વિદ્વાને;
અભણ જણાયો નહીં, ધિક્કક ભિખ વળગી શાને;
વશ કીધા જનતેંજ, કરાવે કાળું કાળી;
મુખ તારૂં સંતાડ, કહે જેઠમ કુડવાળી. ૬૭
લીધું સ્ત્રી તન છોડિને, કદિ કોયે સંન્યસ્ત;
માત પિતા ઘર મૂકિયું, ઝાલ્યુ કમંડળ હસ્ત;
ઝાલ્યું કમંડળ હસ્ત, તોય તુંતો રહિ વળગી;
રહી પારકી આશ, કદી ના થઇ તું અળગી;
પાડ્યું તેં ભંગાણ, ઉદરને દેવું સીધું;
તું વિણ શો ઉપાય, કમંડળ છોને લીધું. ૬૮
સંન્યાસીની આ દશા, ઘરઘર ફરવું રોજ;
વખંતે માગે પેટ આ, ત્યારે ના રે' બોજ;
ત્યારે ના રે' બોજ,‡ કહે સંન્યાસી કેવું?
ભિક્ષાનું કંઈ થશે, બને જે તમથી જેવું;
ના કહિ તો ઘર બિજે, થયા નિત્યના અભ્યાસી;
આ કેવું દેખાય, કહે જેઠમ સંન્યાસી. ૬૯
જ્ઞાની બહુ આવું કરે, શું કે'વાયે જ્ઞાન;
જ્ઞાન નહીં અજ્ઞાન એ, ભીખે રે' નહિ માન;
ભીખે રે' નહિ માન, ન મો'ટાપણું પણ લેશે;
ભળ્યાં પંકિતમાં એક, સર્વ માગણને વેષે;
આથી ઉદ્યમ ભલો, ભીખમાં કીર્તિ શાની?
ભલે વડો થઇ ફરે, ન કે' જેઠમ તો જ્ઞાની. ૭૦
આવી બ્રાહ્મણના ગુરૂ, નાંખે નીજ મુકામ;
બ્રાહ્મણને ભેગા કરે, લખે તેમનાં નામ,

‡ ભાર (વક્કર.)

લખે તેમનાં નામ, ન આવે તો લે પકડી;
સિપાઈ ઝાલે હાથ, ભેટ લે બાંધી જકડી;
પેટ નેટ છે ભેટ, મારતા દીન ડરાવી;
લેછે કઈ માગિને, ગુરૂ બ્રામણના આવી. ૭૧
જનોઇ આપો બ્રાહ્મણો દેવી હોય ન ભેટ;
આવું કહે કો નરમ રે', જ્યાં ત્યાં ભરતા પેટ;
જ્યાં ત્યાં ભરતા પેટ, ન હુન્નર ધંધો શીખે;
રાખે રથ ગજ અશ્વ વળી પાળા આ ભીખે;
આખર ફૂની ફૂજ, તર્યા નથી ભીખે કોઈ;
ગુરૂ ધને શું તરે, લિયે શે હકે જનોઇ. ૭૨
આવું ધર્મ ગુરૂ કરે, જુદા પંથના જેહ;
ધન ઉધરાવે ભીખથી, એમાં નહિ સંદેહ;
એમાં નહિ સંદેહ, ન મે'નત કરિને માગે;
ઉધરાણું પણ કરે, જુએ મંદિરના લાગે;
અન્ન ભેગુ બહુ કરે ગમે છે બેઠા ખાવું;
ગુરૂ ગમે તે જોઉં, કરાવે ભિખ તું આવું. ૭૩
શ્રાવકના ગુરૂ ગોરજી, ગૈણી ફરિને ખાય;
મે'નત એમાં શી પડે! અપાશરે પછિજાય;
અપાશરે પછિજાય, ન ચોખાતું કો રાખે;
તેં શો કર્યા વિચાર, ભુંડી જેઠમ તો ભાખે;
તું ધન શું બહુ ભરે, ભરે તો નહિએ આવક;
ઉધમ આવક ખરી, દીઠા બહુ ઉધમી શ્રાવક. ૭૪
ઉધરાણું ગુરૂઓ કરે, કરે પંથના લોક;
કરે ભેગુ ઘર માગિને, અન્ન કે કરે રોક;
અન્ન કે કરે રોક, જાણુ હું એ ધુળ ધાણી;

મે'નત હુન્નર વિના, ભીખની ધિક્કક કમાણી;
શું કીર્તીથી કર્યું, ગાઉ શું તા'રૂં ગાણું;
ભુંડામાં ભુંડીજ બેન તા'રી ઉધરાણું. ૭૫
ખોટી તા'રી રીતછે, કામણ તુજમાં કેમ?
વસી કરણુ તેં જાણિયું, કે જાદૂનો નેમ;
કે જાદુનો નેમ, તેંજ ભુરકયા જન નાના;
મો'ટાને પણ મળી, પછી મો'ટા તે શાના?
રસ્તો સહુનો એક, ન જાણી જ્ઞાતી મો'ટી;
ઝોળી લીધી હાથે, કહે જેઠમ ભિખ ખોટી. ૭૬
હિંદુને હણવા ઉભી, એમજ મૂસલમાન;
ઈચ્છયું ભલું ન કોઈનું, માંડયું તેં તોફાન;
માંડયું તેં તોફાન, ભુંડી તું કદી ન લાજી;
નીચું પદ તેં દિધું, ન તુંથી કીર્તી ગાજી;
ધાર્યા અર્થ ન સરે, હું જેઠમ તુજને નિંદૂ;
શો તા'રાપર પ્યાર, ઉભી હણવાને હીંદૂ. ૭૭
ચોરે ચૌટે વાટમાં, દિઠી ભીખને ભીખ;
પગ ભાગીજે ના પડયા, માની તા'રી શીખ;
માની તા'રી શીખ, આળસૂને નધરાએ;
લાજ વિનાએ લિધી, ગણી પ્રીય કાયરતાએ;
સુઝે ન એકે દિશા, ન રે' હુન્નરનું જોરે;
માને તુજને મોટિ, રખડતી દીઠી ચોરે. ૭૮
શેરી પણ શોધી વળી, મૂકી તેં નહિ પોળ;
માથે છેડો તેં લિધો, જોયો તા'રો ડોળ;
જોયો તા'રો ડોળ, બહૂ નિર્લજ કે'વાઇ;
થયો બહુ ફિટકાર, ન ટેકી લે કદિ રહાઈ;

અણગમતી થઈ પડી, થઇ જ્ઞાનીની વેરી;
મો'ટી માગણ મને, ફેરવી જેણે શેરી. ૭૯
જોની ભુંડી ફરિ ફરિ, ન્હાનારાનાં મૂખ;
કેવાં ફીકાં તે દિસે, છે કેવું બહુ સુખ;
છે કેવું બહુ સુખ, દીન થઈ જ્યારે માગે;
ઠોકર રસ્તે ખાય, પડે ને પગમાં વાગે;
સાંખે ઝાઝા બોલ, ગર્વ તું તા'રો ખોની;
શું માગણનું માન, વળી તું તા'રૂં જોની. ૮૦
મો'ટી વીંટી પાઘડી, ટીલાં તાણ્યાં બાર;
ધર્યા રેશમી ધોતિયાં, અંગરખે બહુ હાર;
અંગરખે બહુ હાર, દુપટ્ટો કસબી લીધો;
વીંટીને વળી વેડ, પેરિને ભભકો કીધો;
ધર્યો આખરે હાથ, થયો ઝાઝી ઘડિ ખોટો;
દયામણું મુખ કર્યું, શી થઇ કીર્તી મો'ટી. ૮૧
પ્રાતઃકાળે ઉઠીને, દીન થઈ દેવો સાદ;
ઘરઘર ભટકી બોલવું છે શુભ આશિર્વાદ;
છે શુભ આશીર્વાદ, ફળે કયમ ખોટી વાણી;
ભુખ ન ભાગિ તા'રી, કહે છે મને શુ જાણી;
સાંખે આ સહુ બોલ, ગરિબ નીચુંજ નિહાળે;
દીન ભીખ તું દીન, જાગતી પ્રાતઃકાળે. ૮૨
જાગે રોજ સવારથી, નિશા સુધી નહિ જંપ;
મૂલ થાય બે કોડિનું, જો રે' તુજશું સંપ;
જો રે' તુજશું સંપ, નકી ચાંચડ સમ બાઝે;
ભટકાવે ભવ દુખે, ન યશરે' ઠામે ઝાઝે;
પૈસો આબરૂ પછી, મતી હિણ પૈસો માગે;
નામ થયું ધન એજ, એથી આખર સુખ જાગે. ૮૩

ઝોળીથી શું યશ વધે, સરે એથિ શું અર્થ;
અર્થ સરે કદિ ઉદરનો, પણ આવે શું ગર્થ;
પણ આવે શું ગર્થ, કદી આવે તો જાયે;
ખરી મે'નતના વિના, ન નિર્ધનપણુ દુર થાયે;
પર આશાએ રે'વું, ધિકે એ અંતર હોળી;
અણ સમજુ શું જુએ, ધરે જેઠમ કે' ઝોળી. ૮૪
ખાવા ટુકડા ફરિફરી, ઘરઘરના ટુંકાર;
જૂઠું જીવતર તેહનું, ધિક્ક પડયો અવતાર;
ધિક્ક પડયો અવતાર, ગરિબડે મ્હોડે ફરવું;
ભીખ થકી તો ભલું, ભલું જેઠમ કે' મરવું;
પાપિ પેટને કાજ, થવું નીચા બહુ આવા;
એ ભિખને પણ શરમ, માગિને ટુકડા ખાવા. ૮૫
રાતે પાછલી ઉઠીને, કરમાં લેછે લઠ;
કમ્મર બાંધી ફરિવળે, બહુ ટેલિયા શઠ;
બહુ ટેલિયા શઠ, ટેલ નાખે છે સાદે;
ફરી વળે બધુ ગામ, ચડે ભિખ તા'રે નાદે;
એકે ઘર નવ મુકે, અન્ન ઉઘરાવે જાતે;
ભલો અવર ઉદ્યોગ, પડે નહિ ઉઠવું રાતે. ૮૬
ભુંડી સહુથી ભીખ તું, રૂડી કયમ કે'વાય;
ભલા ભલા ભાળે નિચું, મુખ ન ઊંચું લેવાય;
મુખ ન ઊંચું લેવાય, ન બોલાયે મ્હોં કા'ડી;
ભલે હોય પંડિત, તોય હાજી કે' દાડી;
દાતાનું રે'માન, ભલે મતિ હોય ન ઉંડી;
માગણ નોકર[1] નિચો, ભીખ તું માટે ભુંડી. ૮૭

૧ હાથ.

લાડુ બ્રાહ્મણને મળ્યા, ત્યાં ન ભુંડું બોલાય;
નવ કે'વાયે ખોટુ ત્યાં, જ્યાંહિ ભૂખ હોલાય;
જ્યાંહિ ભૂખ હોલાય, રહે બ્રાહ્મણ તે પક્ષે[1]
એક ગરજનું જ્ઞાન, નહીં સાચાનો લક્ષે;
ભિખ જ્યાં મળતી હોય, કહે કરવાને આડૂ;
તો તેમાં ભળિ જાય, જોઈ જેઠમ કે' લાડૂ. ૮૮
બે પાસાનું હોયતો, ઉભા નવ રે'વાય;
આધિન ભિખ તીરે રહે, રખે કહે કઈજાય;
રખે કહે કઈ જાય, એકનો થાતાં મા'રૂં;
શિદ કહિએ આપણે, રહેવા અળગા સારૂં;
ભટ્ટજી ઈચ્છે આમ, લઢે તો જુએ તમાશા;
કોને નવ કે'વાય, મળે જો ભિખ બે પાસા. ૮૯
રે'વું રોજ દબાયલા, ભિખ તુંથી એ સાર;
મૂછ મરડવી ના મળે, શાનો વક્કર ભાર;
શાનો વક્કર ભાર, ભાઈ મા'રાજા કે'વું;
વખાણ નિચનાં કરી, ભીખથી કે' તે સે'વું;
વલખાં વીણી હમેશ, બધું જીવતર આ વે'વું;
શો જીવ્યામાં સાર, અહીં જેઠમ શુ રે'વું?. ૯૦
તુલસીદાસે એ કહ્યું, કર પર કીજે હાથ;
કરતલ કબૂ ન કીજીયે, સમજો સાચી ગાથ;
સમજો સાચી ગાથ, જે દિને કરતલ કરવો;
એ દિન અધરો જાણિ, મુઆનો શોક ન ધરવો;
જોની કવિયે કહ્યું, ભીખ એ તા'રે ત્રાસે;
તું એવી દુખદાઈ, ગણી વળિ તુલસીદાસે. ૯૧

---

૧ તરફ (ભણી)

જોડી તુજશું પ્રીત નવ, ડાહ્યે મારી લાત;
ફેકી લે તુલના કરી, જાણી તુજ રિતભાત;
જાણી તુજ રિતભાત, નીચમાં નીચ પ્રમાણી;
જાણી વિણ ઉદ્યમી, લાજ તા'રી લુંટાણી;
સજ્જનમાં થઈ હાર તને હરઘડી વખોડી;
તેંજ બિગાડયો દેશ, પ્રીત કાયર શું જોડી. ૯૨
પાડયો હળવો તેંજ ભિખ. આવો હિંદુસ્થાન;
અટકાવ્યું તેં દુર્મુખી, મળતું બહુ બહુ માન;
મળતું બહુ બહુ માન, તેંજ અપમાન અપાવ્યું;
ટક્યું નહીં અભિમાન, ન કોને રળવું ફાવ્યું;
પેઠી વસ્તી માંહિ, ન ડંકો સુખે વગાડયો;
ફરી વળી ચોફેર, દેશને, હલકો પાડયો. ૯૩
નામે જેને થરથરે. બિજા બિચારા દેશ;
જોટા નહિ ધનશૂરમાં, તેના આવા વેષ;
તેના આવા વેષ, બેશ નહિ ચિતડું દાઝે;
બળ હિન હમણાં થયો, બળે જે ઝુરતો ઝાઝે;
ફૂંકે ફાટે પ્રાણ રહ્યો મારે તે ખામે;
ભીખ્યો બનિયો રાંક, શોક હાવેતો નામે. ૯૪
સાથી થઈ શૂરાની પણ, કર્યા મહીપતિ રાંક;
રાજપુત્ર રજપુત† થયા, વળિયો આડો આંક;
વળિયો આડો આંક, ફર્યા ઘરઘરે બિચારા;
માગી ખાધું અન્ન ચાલ જોયા મેં તા'રા;
તેં વશ કીધા ભુંડી, હતા જે મો'ટા ભાથી;

†રજ=ધૂળ રજપુત=ધુળના દીકરા તે ધુળ જેવાજ. (મતલબ કે માલ વગરના)

જોતાં લાગી રૂડી, થયા તેથી તુજ સાથી. ૯૫
દાઝે ચરચર ચિત્ત મુજ જોતાં સર્વ બનાવ;
વધી પડી તું વિશ્વમાં, ફાવ્યો તા'રો દાવ;
ફાવ્યો તા'રો દાવ, ભીખતા તેં જન કીધા;
છોડાવ્યાં ઘરબાર, ઘણા વૈરાગી લીધા;
ભળ્યા ભિખારી બિજા, ભીખે નવ ધંધે બાઝે;
ધંધામાં થઈ ટૂટ, ચિત્ત જેઠમનું દાઝે. ૯૬
વસ્તી બહુ ઓછી થઇ, વધવાની શી આશ?
ઝાઝા જન ભિખતા થયા, મુઆ શાનિ પેદાશ;
મુઆ શાનિ પેદાશ, ગયા કંઈ ગામો ભાગી;
તેં પાડયું ભંગાણ, ભિખાડયા કરિ જન ત્યાગી;
ખાલી કીધું જગત, પડી થઇ તું બહુ સસ્તી;
કાળાં કીધાં કર્મ, ભાગિ જેઠમ કે' વસ્તી. ૯૭
આડી હુન્નરમાં પડી, હુન્નરની થઈ હાર;
આળસ દીધું અધિક તેં, નિકળ્યાં નરને નાર;
નિકળ્યાં નરને નાર, ગયાં ધંધાથી થાકી;
ભરત ભુમી ગઈ બળી, બળ્યામાં રહી ન બાકી;
કિધા આર્યને અંધ, થઇ વેરણ તું દા'ડી,
લજવી માર્યો દેશ, કહે જેઠમ થઈ આડી. ૯૮
કીધું કરવાનું ન તેં, ચાલી અવળી ચાલ;
બાકી રાખ્યું કાંઈ નહિ, હવે સમજ ના ફાલ;
હવે સમજ ના ફાલ, બેશ થઇને તું ટા'ડી;
રાખ રાખ કઇ લાજ, કથન આ નાંખ ન કા'ડી;
લાજે તો બહુ કહ્યું, ન કે'વાનું કહિ દીધું;
જેઠમ કે' ધર ટેક, તારૂં ચાલ્યું સહુ કીધું. ૯૯

દીઠી ભમતી મેં બહુ, ઠામ કુઠામે ભીખ;
કરી શતક તા'રૂં જુદું, દીધી તુજને શીખ;
દીધી તુજને શીખ, જુલાઇને રવિવારે;
તારિખ આઠમી સને, અઢારે ત્રાશીસારે;
જેઠ વદી તિથિ ચોથ, આજની ગણ શિખ મીઠી;
કુંડળિયા રચિ કહ્યું, જેઠમે ભમતી દીઠી. ૧૦૦

---

# શ્રોતાપ્રતિ સ્નેહ વાકય.

## કુંડળિયાછંદ

શ્રોતાશાણા સાંભળો, ભીખ શતક ધરિ ભાવ;
વાંચો વળી વિવેકથી, મનમાં કરો ઠરાવ;
મનમાં કરો ઠરાવ, ભીખ તજવાને જાતે;
દ્યો બીજાને બોધ, ભીખને કાઢો લાતે;
ઝાલો ઉદ્યમ હાથ, રખે હુન્નરને ખોતા;
ભીખે ડુબશે ભાગ્ય, સુણો જેઠમ કે' શ્રોતા. ૧
તરશે નહિ કોઇ ભિખે, તર્યો નથી વળિ કોઈ,
કોણ તરેછે ભીખથી, કીર્તી પણ શું જોઇ;
કીર્તી પણ શું જોઇ, વિચારો માટે વીરા;
કહુછું હિતને કાજ, સાંભળો રહિને ધીરા;
નથી દ્વેષનાં વેણ, રીસ સમજુ નવ ધરશે;
માની લેશે વેણ, તેજ દુખમાંથી તરશે. ૨
સાચું જાણી મેં કહ્યું. નથી ભીખમાં સાર;

માટે જેઠમ કથનને, કરશો અંગીકાર,
કરશો અંગીકાર, શતકને સા'યજ દેશો;
હીત દેશનું થવા, પોથિને પાસે લેશો;
પુરી તપાશી જોઈ, ચાલશો રે' નવ કાચું;
જેવું તેવું વચન, સ્નેહનું ગણશો સાચું. ૩
જાણું કવિતા રીત નવ, નકર્યો પિંગળ પાઠ;
રસ તો જાણું આમ્ર રસ,[1] તોય મચાવ્યો ઠાઠ;
તોય મચાવ્યો ઠાઠ, અલંકારો શું પરખું?
જાણું વીંટી[2] વેડ, કર્યું તે ન કર્યા સરખું;
નથિ કવિમાં મુજ નામ, નથી મતિનું ઠેકાણું;
જ્યાં ત્યાં મન રીઝવી, મારૂં હું ઘડિભર જાણું. ૪
મો'ટાનું મો'ડું બધું, કવિતા કાચી હોય;
તોય ગણાયે સરસતે. નાજ વખોડે કોય;
નાજ વખોડે કોય, માંહિથી કો ન તપાસે;
પ્રસિદ્ધ કવિમાં થએ, કવિત રસવાળું ભાસે;
મો'ટામાં વખણાઈ, માન પામે નવ સોટા;
સોટા ના'નાનેજ, ખરે મોટા તે મોટા. ૫
પાકો કવિતા હજી નથી, સોટાનો ડર છેજ;
સ્નેહે સુજ્ઞ સુધારશો, એમાં કાંઇ ન ભેજ[3];
એમાં કાંઇ ન ભેજ, ભૂલ દેખાને કે'શો;
વિવેકથીજ બતાવિ, દીનપર કૃપાળુ રે'શો;
આશ્રય દેશો મને, ઘણાં પુસ્તક છે બાકી[4];

---

૧ કેરીનો રસ. ૨ આંગળીએ પહેરવાના અલંકાર તો જાણું.
૩ ભય=ડર. ૪ હજી પુસ્તકો મા'રે પ્રસિદ્ધ કરવાનાં બાકી છે. પણ તે ફુરસદે બહાર પાડીશ.

ધીમે પાડિશ બા'ર, થશે જ્યમ બુદ્ધિ પાકી. ૬
કુળનો ધંધો આ નથી, મજમુંદારીનોજ;
ધંધો છે દેસાઈનો, પણ લાગી આ મોજ;
પણ લાગી આ મોજ, આજ રસમાં લપટાયો;
પ્રભુ ઉતારે પાર, કીર્તિનો આપે માયો.‡
છું યશ લોભી દીન, વિચ્ચારે એ છે મુળનો;
વડનગરોછું ગૃહસ્થ, ગણાઉ નાગર કુળનો.† ૭
મા'રૂં મૂકી કામને, કવિતા ઝાલી હાથ;
પાર ઉતરીશ કેમ હું, ભરી વિણમતિએ બાથ;
ભરી વિણ મતિયે બાથ, ભરૂંસો ભારતિનોછે;
શિર પણ જાણી વદું, તોતળી વાણી તોછે;
લાજ સારદા હાથ, આવડયું હુંતો ઉચ્ચારૂં;
ગમે એમ મન ગણો, કાર્ય આ પે'લું મા'રૂં;
ગુંચવણી ધર કામની, છે ત્રણ ગામે વાસ;*
નથી પિતાકે ભ્રાતનવ, કવિતા થતી નખાસ;
કવિતા થતી નખાસ, કામથી જો પરવારૂં;
કરૂં કાંઇ આવડયું. નથી થતું ધાર્યું સારૂં;
કરૂછું સાખે કામ, બી'ક છે એથી બમણી;
થાશે કેવું ભલું, ચીતમાં રે' ગુંચવણી. ૮
કે'છે નરનારી સગાં, મૂકીદે આ કામ; '

---

૧ ઠામ (મતલબ કે કીર્તિને વધારે)

૨ નાગર જ્ઞાતીમાં મા'રો જન્મછે. *મહુધા, વડોદરા અને એ તાબાના સાવલી ગામમાં પણ વાસછે ( મતલબ કે ત્રણે ગામનું વતન સંભાળવાનું છે ને પાછું આ કામ પણ લેઇ બેઠોછું).

'કવી ચિતારો પારખી, એને નહી આરામ;'
'એને નહિ આરામ. ઝાલ ના તું કવિતાને;'
'ચુકિશ ઘરનું કામ, ન માને સહુનું શાને;'
'નોકરિમાં મન રાખ, ધર્મ નાગરનો એછે:'
'પૈસો મળશે એથિ', સગાં તો એમજ કે'છે. ૧૦
વે'મી હું લેશ નથી, કવિતાપર બહુ ભાવ;
કેમ લિધું તે છોડુંહું બનો ભલેથિ બનાવ;
બનો ભલેથિ બનાવ, કહો જેને જે ફાવે;
વા'લી કવિતા એજ, સારદા રખે મુકાવે;
નીંદો થાવ વખાણ, ટેક છોડું ક્યમ નેમી,
થાવાનું તે થશે, થાઉં હું શાને વે'મી. ૧૧
થાશે ખોટું કેમ મુજ, કૃપા દૃષ્ટી તમ હોય;
શ્રોતા ભરૂંસો આપપર. રીસ ન કરશો કોય;
રીસ ન કરશો કોય, ખરો આધાર હરીનો;
ખપની આપનિ પ્રીત, તોલ લ્યો વાણિ ખરીનો;
શું કહું વારંવાર, રચી પોથી બહુ આશે;
પુરે પ્રભુ મુજ આશ, તમારૂં પણ ભલું થાશે.
કંટાળો ખાશો નકો, કુંડળીયા બહુ જોઇ;
ચીત રાખિને વાંચશો, દોષ ન દેશો કોઈ;
દોષ ન દેશો કોઈ, ભુલની માફી દેજો;
આ પે'લોજ પ્રયાસ, એથિ નવ મનમાં લેશો;
પડયો બા'ર હું આજ, ભરી છે લાંબી ફાળો,
રસ મતિ જેવો હશે, આણુશો નહી કંટાળો.
મારી વિનંતી એજ છે, એનો કરો સ્વિકાર;
કહું ટુંકામાં એજ હું, કાઢ્યા ઉભરા બા'ર.

કાડ્યા ઉભરા બા'ર, મીત્રને અર્પણ કીધી;
મુકી આપ હજૂર, હોંશ યશ માટે લીધી;
કે'વું તમારે હાથ, યોગ્ય કે'શો ભુલ ધારી.
સર્વ સ્નેહનાં વાક્ય, કૃતિ કે' જેઠમ મા'રી.





# જાહેરખબર.

આ ભીખ શતક પોથી નીચે દર્શાવેલે ઠેકાણેથી વેચાતી મળશે.

**મુંબઈ**—બુદ્ધિવર્ધક સ્કુલના. આ. માસ્તર દલાભાઈ દ્વારકાંદાસ પાસેથી.

**સુરત**—ચોક બજારમાં. શા. કીકાભાઈ પરભુદાસની દુકાનેથી તથા આમલીરાનમાં, પેટલાદના દેશાઈ અનંતરાય લક્ષ્મણરાય પાસેથી.

**ખેડા.**—રા. ઝવેરભાઈ મથુરભાઈ ખેડા કલેક્ટર ઓફીસમાં એકાઊન્ટ કલાર્ક પાસેથી મળશે.

**વડોદરા**—લાલીપુરા દરવાજાની અંદર યુરોપશોપકીપર શેઠ એદલજી કુંવરજી પાસેથી તથા બાજવાડામાં મુનશી ઈશ્વરરાય કલ્યાણરાયજીની પાસેથી.

**રાજકોટ**—રા. ગંગાશંકર મયારામ, પોસ્ટલ સુપ્રીનટેન્ડેન્ટના કલાર્ક પાસેથી.

**કાલોલ**—દેસાઈ. માધવરાય મહિપતરાય પાસેથી મળશે.

**રાધનપુર**—સ્ટેટના પ્રાઈવેટ સેક્રેટરી. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ પાસેથી.

**વઢવાણ**—દરબારમાં રા. ચુનીલાલ જોઈતાભાઈ પાસેથી મળશે.

**અમદાવાદ**—નાગરઉદયના એડીટર પાસેથી અને આર્યોદય પ્રેસમાંથી.

**નડીયાદ**—સત્યસાગર પ્રેસના મેનેજર પાસેથી.

**ગોધરા**—રા. નટવરરાય ગુળરાય પાસેથી.(હોસ્પીટલમાંથી)

**મહુધા**—મારી પોતાની પાસેથી મળશે.

---